# આપણાં કસ્તૂરબા

લેખક

પુરાતન બુચ



હંસ પ્રકાશન

અમદાવાદ

મુખ્ય વિક્રેતા

**બાલગોવિંદ કુબેરદાસની કંપની**

ગાંધીમાર્ગ • અમદાવાદ



કિંમત પંદર આના

સંવત ૨૦૦૨ • પ્રથમાવૃત્તિ • સન ૧૯૪૬

* * *

મુદ્રક
મણિલાલ પુ. મિસ્ત્રી
આદિત્ય મુદ્રણાલય
રાયખડ ... અમદાવાદ

પ્રકાશક
પુરાતન બુચ
હરિજન આશ્રમ
સાબરમતી • અમદાવાદ

# બે બોલ

આ વર્ષે સાબરમતી આશ્રમમાં કસ્તૂરબા સ્મારક નિધિ તરફથી ગ્રામસેવિકાતાલીમ વર્ગ ખોલવામાં આવેલો. તેમાં ઓછું ભણેલી બહેનો સમક્ષ પૂ. કસ્તૂરબાના જીવન વિષે વાતો થઈ. એ પ્રસંગે 'આપણાં કસ્તૂરબા' લખવાની જરૂર લાગી.

ખાસ કરીને 'નવજીવન'નાં બે પુસ્તકો 'આત્મકથા' ને 'અમારાં બા' વાંચીને પછી આ લખેલું છે. એ અહીં કહેવું ઉચિત છે.

જેમની પ્રેમળ છાયામાં થોડો સમય રહેવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું છે તે સ્વ. પૂ. બાને એક શ્રદ્ધાંજલિરૂપે આ નાનું પુસ્તક અર્પણ કરતાં સંતોષ થાય છે.

આશ્રમ
સાબરમતી
રેંટિયા બારશ સં. ૨૦૦૨

પુરાતન બુચ

# અનુક્રમણિકા

## બાળપણ

"છોકરી! તારૂં નામ શું?"

"મારૂં નામ કસ્તૂરબાઇ"

"તારાં માતા પિતાનું નામ શું?"

"મારી માતાનું નામ વ્રજકુંવર ને પિતાજીનું નામ ગોકુળદાસભાઇ."

પોરબંદરના એક ઘર પાસે ઉભા રહીને કેટલાંયે વરસ પહેલાં આવી વાતો કદાચ થઇ હશે. તેની આજે તો કલ્પના જ કરવી રહી!

આમ કસ્તૂરબાઇનું નાનપણ પોરબંદરમાં એક વેપારીને ત્યાં પસાર થતું હતું.

એ વેપારીને પોરબંદરના જાણીતા ગાંધી કુટુંબ સાથે સારો પરિચય હતો. બાળકો તેમને ઘેર આવજા કરે. વાર તહેવારે મળે.

પછી કસ્તૂરબાઇની ઉમ્મર સાત વરસની થઈ.

એ શું ભણતાં હશે?

નિશાળમાં તો નહોતાં જતાં. પણ તેમનાં માતાની સાથે મંદિરે—હવેલીએ જાય. ત્યાં ભગવાનનાં ભજનો સાંભળે કથાવાર્તા સાંભળે.

એ શું શીખ્યાં હશે ?

ઘરમાં માતાની સાથે કામ કરવા લાગે. મા આઘી પાછી હોય ત્યારે તરત કસ્તૂરબાઈ પોતાની મેળે ઘરવાળે પાણી ભરે એવું બધું ઘરકામ કરે.

એમના સંસ્કાર કેવા હશે ?

માતા જે જે વ્રત રાખે તેમાં સાથ આપે. પરાપૂર્વથી ઘરમાં જે ધાર્મિક સંસ્કારોનું જતન કરવામાં આવેલું એ તેમનાં માતાએ તેમને પણ આપ્યું.

માતા કસ્તૂરબાઈને ઘણીવાર ટોકતાં હશે.

"જો, હવે તું મોટી થઈ. તારે મોટાં વ્રતો રાખવાં. ઉપવાસ કરવા. એકટાણાં રાખવાં. આપણા ઘરની લાજ–આબરૂ મર્યાદા સચવાય એ રીતે રહીએ તો સુખી થઈએ."

નાનાં કસ્તૂરબાઈ માતાનાં વચન મુંગાં રહીને સાંભળે. ને બધું પોતાનાં મનમાં–હૃદયમાં ઉતારે.

નમ્ર ગંભીર ને લજ્જાળુ કસ્તૂરબાઈને જોઈને પડોશીઓ તેની માતાને કહેતાં:

"હવે કસ્તુરબાઈ મોટી થઈ. એની સગાઈ કરીશું ને ?"

# કસ્તૂરબાઈની સગાઈ

પોરબંદરના એક કુવાને કાંઠે પનિહારીઓ અંદર અંદર વાતો કરે છેઃ

"અલી સાંભળ્યું કે ?

"શું ?"

"આજના સારા સમાચાર"

"કયા સમાચાર ?"

"કેમ વળી ? કબાગાંધીના દિકરાના"

"શું થયું દિકરાને ?"

"થાય શું બીજું ?"

"કહે તો ખરી"

"ઘેર ગોરી આવવાની !"

એમ કહીને પનિહારી સામસામું જોઇને હસી પડી ને વળી પૂછવા લાગી.

"કોની સગાઇ થઈ ?"

"આપણાં પૂતળીબાઈના મોહનની."

"કોની સાથે?"

"વ્રજકુંવરની નાની દિકરી કસ્તુરબાઈ સાથે."

"ઓ હો, કસ્તુરબાઇ તો ભારે ભાગશાળી! કોણ જાણે કેટલાંયે પૂરવ જનમનાં પુણ્ય હશે તે કારભારીના ઘરમાંથી વર મળ્યો."

પનીહારી રાજી તો થઇ ગઇ. પણ બીજા ન સાંભળે એમ પાણીની હેલ માથે ચઢાવતાં પહેલાં ધીમેથી પોતાની બેનપણીને પૂછવા લાગી:

"પણ બીજી વાતની ખબર પડી?"

"શું?"

"બેની ઉમ્મરમાં ફેર છે?"

"એટલે?"

"કસ્તૂરબાઈ તો મોહનથી છ મહિને મોટાં છે!"

"હેં શું કહે છે?"

"હા, સાચું કહું છું"

"પણ, એ તો વિધિના લેખ છે બેન!"

"હા, વિધિના લખ્યા લેખ કોઈનાથી ભૂંસાતા નથી એવું આમાં બન્યું છે."

"ચાલો, પણ સારૂં થયું. ગાંધી કુટુંબની સાથે ગોકુળદાસભાઈના કુટુંબનો સંબંધ બંધાયો, એ રાજી થવા જેવી વાત છે."

આમ સાડા છ વરસના મોહનની સગાઈ સાત વરસનાં કસ્તૂરબાઈની સાથે થઈ. ત્યારે પોરબંદર ગામમાં સહુ રાજી થયાં.

મોહનને તો આ સગાઈ થવાની છે એવી વાત જ કોણ કરે? એના મનમાં એ વખતે શું થયું હશે એ તો કોણ જાણે?

## મોહન સાથે વિવાહ

"મોહન! હવે તો તું મોટો થયો, ખરૂંને?"

"હા, મોટો તો થયો જ છું ને?"

"તો હવે તારા વિવાહ કરીશું?"

"એવું શું બોલતા હશો!"

આવી મજાક મોહનની સાથે કોઈકે તો જરૂર કરી હશે. બધાં જ નાનાં બાળકો સાથે આવી મશ્કરી કરનાર કોઈક તો નીકળે જ છે!

એવા પ્રશ્નો ને એવી મજાકથી નાનકડા મોહનના મનમાં ચિત્રવિચિત્ર ખ્યાલો ખડા થતા. એને કોઈક વખત વિચાર પણ આવે. કે મારા વિવાહ થશે. ત્યારે સારાં મજાનાં કપડાં પહેરીશ. મોટાં મોટાં વાજાં વાગશે, મોટું ફુલેકું ચઢશે, સારૂં સારૂં ખાવાનું મળશે ને ગમ્મત પડશે. કેટલાં બધાં સગાવહાલાં ભેગાં થશે, ન્યાત જમશે હું પીરસવા જઈશ...

નાના મોહનના મનમાં કોઈકવાર આવા વિચાર આવતા. તેનો સાચે જ અમલ થવાનો વખત આવ્યો.

તેને તો વિવાહની બધી તૈયારી થવા માંડી ત્યારે જ ખબર પડી કે પોતાનાં લગ્ન થવાનાં છે. એને કોઇએ કહ્યું કે પૂછયું પણ ન હતું !

“ અરે, ચાલો ઝટ કરો. ”

“ શું લાવું શાસ્ત્રીજી ? ”

“ હવે કન્યાને ચોરીમાં પધરાવો ”

“ હા, હમણાં તેડી લાવું ”

મોહનનાં લગ્ન વખતે લગ્ન કરાવનાર પુરોહિત આમ ઉતાવળ કરી રહેલા હશે.

નાંનકડાં કસ્તૂરબાઇને સોનાના ઘરેણાથી ખીચોખીચ શણગારેલાં છે ને સરસ લુગડાં પહેરાવેલાં છે. તેની આસપાસ ઘુમટા તાણીને કુટુંબીઓ લગ્નનાં ગીતો ગાય છે. ચોરીના અગ્નિમાંથી ધુમાડો નીકળે છે ત્યારે પુરોહિત તેમાં ઘી હોમી રહેલા છે...

“ ચાલો, હવે ચોરીમાં ફેરા ફરવાના છે. ” પુરોહિતે બધાને ઉભા કર્યા.

નાના મોહન ને કસ્તૂરબાઇની છેડાછેડી બાંધી

હતી તે કુટુંબીજનોએ પકડી રાખી ને વરવહુ સપ્તપદી ફર્યાં.

પછી વરવહુએ સામસામા કંસાર ખાધો ખવડાવ્યો ને આ વિકટ સંસારના માર્ગમાં ચાલવા માટે પરસ્પરને સહાય કરવાની પ્રતિજ્ઞા લઈને બધાં જ વડીલોને પાયલાગણુ કરવાં માંડયાં. ત્યારે કોઈકે એ વરવધૂને આશિષ દીધા.

"સૌનું ભલું કરવાવાળાં થજો ને સો વરસ જીવજો."

# સંસારનો અનુભવ

"મોહન, તું શું વાંચ વાંચ કરે છે?"

"જુઓને, આ ચોપાનિયાં છે"

"કેવાં ચોપાનિયાં છે?"

"જુઓ, આ એક છે કરકસર વિષે"

"હં...પછી બીજું?"

"બીજું દંપતિપ્રેમ વિષે"

"હં...પછી?

"પછી આ છે બાળલગ્ન વિષેનું"

"ને આ તારા હાથમાં છે તે કયું છે?"

"એ તો એક પતિવ્રત વિષે છે."

મોહન હવે તો ગૃહસ્થી થયો હતો. તેથી જુદી જુદી જાતના ચોપાનિયાં મળતાં તે લઇને વાંચતો ને કોઈ તેને પૂછવા જાય તો આવી વાતો કરતો.

"મોહન આટલું બધું વાંચીને શું કરીશ?"

"વાંચું છું એ બધું જ કાંઇ યાદ નથી રાખતો"

“ ત્યારે ? ”

“ એમાંનું જે ગમે તેટલું જ યાદ રાખું છું ને બાકીનું ભૂલી જાઉં છું. ”

આવી વાતો કરીને મોહન ઘેર આવે ને કસ્તૂરબાઇની ફરજો વિષે વિચાર કરે. એને એમ થતું કે કસ્તૂરબાઇ સાવ અભણ છે તે ભણે વાંચે લખે તો બહુ સારૂં. પણ તેને ભણવાની ઇચ્છા જ ન થાય તેનું કેમ કરવું ?

અને કસ્તૂરબાઇને ભણાવવા માટેનો સમય પણ રાતે તેઓ ભેગાં થાય ત્યારે જ ! કારણ કે કાઠિયાવાડમાં તો લાજ કાઢવાનો સાવ જંગલી રિવાજ ત્યારે હતો—ને આજે પણ એ નકામો રિવાજ ચાલુ જ છે તેથી સ્ત્રીઓને ભણવામાં બહુ જ મુશ્કેલ પડે છે.

કસ્તૂરબાઇને મન ન હતું તો પણ ભણાવવાં હતાં. વડીલોના દેખતાં તો ભણાવાય નહિં ! અરે, વાત પણ ન થાય ને ! ત્યાં સામું જોવાની વાત જ શી કરવી !

તો પણ રોજ રાતે મોહન તેમને ભણાવવા

પ્રયાસ કરે ને ખાસ કરીને પોતે જે ચોપાનિયાં વાંચે તે વાંચી સંભળાવે.

મોહને વાંચેલું કે એક પતિનવ્રત પાળવું એ પતિનો ધર્મ છે. આ સારા વિચારનો પડઘો મોહનના હૃદયમાં જૂદી રીતે પડયો :

" જો મારે માટે એક પત્નીવ્રત એ ધર્મ છે તો કસ્તૂરબાઇ માટે એક પતિવ્રત એ ધર્મ જ છે. "

વાત તો સાચી હતી. પણ આ વાતને મોહને અવળી રીતે સ્વીકારી તેથી એ કસ્તૂરબાઈની પ્રત્યે વહેમી બન્યો ને અદેખો પતિ થયો. તેને હમેશાં એમ થયાં કરે કે મારી સ્ત્રી કયાં જતી હશે ? કોને મળતી હશે ?

આ અદેખાઈના પરિણામે તેઓની વચમાં કડવા મીઠા ઝઘડા થવા લાગ્યા.

# સાસુનું અવસાન

"ગામમાં આજે કોણ મરી ગયું ?"

"વાણિયામાં હોય એમ લાગે છે."

લોકો એકબીજાને કોને ત્યાં મરણ થયું છે તે વિષે પૂછપરછ કરે છે.

"હા, પણ કોણ છે તેની કાંઈ ખબર ?"

"જરા જોજે ને વિગતથી પૂછજે."

તપાસ કરવા ગયેલ માણસ પાછો આવીને ગંભીર ચહેરે રાહ જોનાર સર્વ સ્ત્રી પુરૂષ બાળકોને ખબર આપે છે.

"એ તો પેલાં કસ્તૂરબાઇનાં સાસુ ગુજરી ગયાં"

"હેં શું ? પુતળીબાઇનું અવસાન થયું ?" એકે દુ:ખ સાથે આશ્ચર્ય બતાવ્યું. એ સાંભળીને બીજાએ કહ્યું :

"અરર પુતળીબાઇનો નાનો દિકરો મોહનદાસ તો વિલાયત છે ને મા બિચારી એને જોયા વગર જ મરી ગઇ !"

વાતો ચાલતી હોય છે ત્યાં કેટલાક ડાઘુઓ પસાર થાય છે.

વળી વાત ચાલે છે :

“ ને મોહનદાસ તો હજી નાનો જ છે. વહુને અહિં મુકીને ગયો છે. એ પણ બહુ દુઃખી થશે.”

એક પછી એક માણસો કબા ગાંધીને ઘેર મુંગા મુંગા ડાઘુના વેશે ચાલ્યા જાય છે. આખા ગામના લોકોને જાણે પોતાનું જ કોઇ સંબંધી ગુજરી ગયું હોય એવું દુઃખ થતું જણાય છે.

બીજી તરફ ઉભેલી કેટલીક સ્ત્રીઓ ધીમેથી વાતો કરતી જાય છે :

“ પુતળીબાઇ તો પુતળીબાઇ જ.”

“ બહુ જ ભાગશાળી હોં. ”

“ હાસ્તો, ભાગશાળીને આવું મૃત્યુ મળે. ”

“ જુઓને, દિકરાને વિલાયત ભણવા મોકલેલ છે એવાં નશીબ કોનાં હોય ? ”

“ હા, અને કારભારીના ઘરની બધી સાહેબી પણ ભોગવી બાઇ ! એ તો કરમની વાત છે ને !

એટલામાં તો ખબર આવે છે કે બધા સ્મશાને પહોંચી ગયા.

સ્ત્રીઓની વાતો ચાલુ જ છે:

" હવે ખરી કસોટી તો આ બિચારી કસ્તૂરબાઈની થવાની છે."

"કેમ એમ કહો છો ?"

" કેમ શું કસ્તૂરબાઇની જેઠાણી તો કલાકો સુધી દેવપૂજામાં બેસે છે. તેથી ઘરનું બધું કામકાજ એને ઉપાડવું પડશે."

ને વાત પણ એવી જ બની. પુતળીબાઈના અવસાન પછી કસ્તૂરબાઇએ પોતાની જેઠાણીની, સાસુની માફક જ સેવાચાકરી કરી અને જેઠાણી સેવાપૂજામાં હોય ત્યારે ઘરનાં નાનાં મોટાં બધાં જ કામ કસ્તૂરબાઈ કરતાં.

આમ કસ્તૂરબાઈ એક કસોટીમાંથી પસાર થયાં.

# પિયેરમાં મોકલી દીધાં !

માતાના અવસાનના સમાચાર મોહનદાસને વિલાયતમાં મળેલા. તે પછી તેઓ પાછા દેશમાં આવ્યા ને ઘરસંસારની ઘરેડમાં પડ્યા.

મોહનદાસ ને કસ્તૂરબાઇ હવે સાથે રહેવા લાગ્યાં. એમને એક પુત્ર થયો હતો.

"પણ તમે આ નાની નાની વાતમાં શીદને ખાંખદ રાખો છો?"

કસ્તૂરબાઇ કોઇ વાર મોહનદાસને ટોકતાં. કારણકે મોહનદાસનો સ્વભાવ બહુ નાની બાબતમાં ખાંખદ ને વહેમ રાખ્યા કરવાનો થઇ ગયો હતો.

"ના, તારે તો હું કહું એમ જ કરવું પડશે."

"પણ તમારૂં જ કહેલું બધું થાય છે ને? પછી શું?"

"એમ નહિં. હું કહું તે પ્રમાણે તારે ભણવું પડશે ને બીજી વાતો શીખવી પડશે."

"તમે જેમ કહેશો તેમ કરવા તૈયાર છું. પણ મને એ બધું આવડવું ય જોઇશે ને?"

"એમાં તે વળી આવડવું તું શું? ઇચ્છા કરીએ તો બધું જ આવડે. ન કેમ આવડે?"

આવી વાતચીત કસ્તૂરબાઈ સાથે થાય ને એમાંથી એકબીજાનાં મન પણ કોઇક વાર ઉંચાં થાય. કારણ કે મોહનદાસને તો એમ કે કસ્તૂરબાઈ ખૂબ ભણીને હોંશીયાર થાય. પણ કસ્તૂરબાઇ ઘર કામમાં એટલાં બધાં પરોવાયેલાં રહે કે અક્ષરજ્ઞાન મેળવવાનો પૂરો વખત કે નીરાંત જ ક્યાંથી રહે?

ને એક બીજી પણ મુશ્કેલી નડતી હતી. તે તેમની યુવાન વય. મોટી ઉમ્મરનાં થયા પછી કંઇ ભણાતું હશે એવું તેમના મનમાં રહેતું હશે!

બાકી તો મોહનદાસના લગ્નજીવનમાં એ કાળે એટલે કે લગભગ ઓગણીસ વર્ષની વયે જોઇએ તેટલો સંયમ ન હતો. તેથી પણ કસ્તૂરબાઈનું ભણતરનું ગાડું જરાયે આગળ ન ચાલી શક્યું!

"તારે શીખવું છે કે નહિં? નહિંતર પછી આ ઘરમાં તું નહિં રહી શકે."

કોઈવાર મોહનદાસ ગુસ્સામાં બોલે ત્યારે કસ્તૂરબાઈ નિરક્ષર, સ્વભાવે નમણાં મહેનતુ, ઓછું બોલનારાં હતાં છતાં સ્વતંત્ર મીજાજનાં હોવાથી સાવ ટૂંકો ઉત્તર દેતાં :

"શીખાશે એટલું શીખીશ ને નહિં રાખો તો મારી માનું ઘર તો છે જ ને ?"

આવા જવાબથી એકવાર મોહનદાસનો ગુસ્સો હાથથી ગયો ને સાચે જ તેમણે કસ્તૂરબાઇને પિયર મોકલી દીધાં ને ખૂબ ત્રાસ દીધા પછી જ પાછાં બોલાવ્યાં !

એ ત્રાસ આપવા બદલ ગાંધીજી આજે પણ પોતાની એ પ્રસંગની નાદાની કબૂલ કરે છે.

# પરદેશની રીતભાત

"જો, હવે આપણે આફ્રિકા જવાનું છે ને તેને માટેની બધી તૈયારીઓ કરવી પડશે."

"કેવી જાતની તૈયારી?"

"ત્યાં કેવી રીતે સહુની સાથે બોલવું ચાલવું એ શીખી લેવું પડશે."

"એમાં તે શું શીખવાનું છે વળી!"

મોહનદાસ અને કસ્તૂરબાઈ આમ વાતો કરે. કસ્તૂરબાઇને બાળપણથી જ નમ્ર ને સ્વાભાવિક મર્યાદાશીલ બોલવા ચાલવાની ટેવ હતી. તેથી તેમને એ નવેસરથી શીખવાનું કહેવામાં આવ્યું ત્યારે નવાઇ લાગી!

"હા એ પણ એક કળા છે."

"ઠીક, તો શીખવજો. અમે શીખી લેશું."

"પછી, ખાવાપીવાની રીત પણ શીખવી પડશે."

"એમાં તે શું શીખવું'તું?"

"ખુરશીટેબલ ઉપર બેસીને છરી–કાંટાથી કેવી રીતે જમાય એ જાણી લેવું પડશે."

"આપણા ઘરની રીતેજ આપણે રહીએ તો ન ચાલે?"

"હા, ચાલે પણ કોઇને ત્યાં જઇએ અથવા કોઇ ત્યાંના ગોરા આપણે ત્યાં આવે તો આપણને તેમની રીતભાત આવડવી જોઇએ ને?"

"હં, ઠીક ત્યારે એ પણ શીખશું."

"એટલાથી પતે એમ નથી. હજુ તો આપણે નવાં કપડાં તૈયાર કરવવાં પડશે. આપણાં આ કપડાં નહિં ચાલે."

"ત્યારે વળી કેવાં કપડાં કરાવવાં પડશે?" કસ્તૂરબાઇ નિર્દોષ ભાવે પૂછે.

"આપણે તો હવે સુધરેલા ગણાઇએ. તેથી આપણો પહેરવેશ અંગ્રેજી ઢબનો હોવો જોઇએ."

"તે શું અંગ્રેજી રીતનાં કપડાં પહેરવાં પડશે?"

"ના, અંગ્રેજી ઢબનાં તો નહિં. પણ અહિં પારસીઓ પહેરે છે, તેવાં કરાવશું. આપણે કાઠિયાવાડી વાણીઆ જેવા લાગીએ તે ઠીક ન દેખાય."

સાવ સરળ સ્વભાવનાં કસ્તૂરબાઇને આ બધા ફેરફારો કરવાની વાત બહુ જ નવી લાગી પણ હિન્દુ પતિને પત્ની પોતાના પરમેશ્વર સમાન ગણવાને ટેવાયેલી હોય છે એટલે એ પતિ નચાવે તેમ પત્નીએ નાચવું પડે છે. !

મોહનદાસે કસ્તૂરબાઈ અને બાળકોને નવાં કપડાં પરાણે પહેરાવ્યાં. ઘણા મહિના સુધી તેમના મનમાં કચવાટ રહ્યો. કારણકે જોડા ડંખે, મોજાં ગંધ મારે, ને પગને ફુગ વળે. પણ મોહનદાસના હુકમ પાસે કોનું ગજું કે કોઇ વિરોધ પણ કરે !

આમ ૧૮૯૬ ની આખરમાં મોહનદાસ સહ-કુટુંબ આફ્રિકા પહોંચ્યા.

# કસ્તૂરબાઈની સહનશીલતા

સેવાને અને આ બધા ઠઠારાને કોઇ દિવસ મેળ બેસે ! મોહનદાસ, કસ્તૂરબાઇ અને ત્રણ બાળકો આફ્રિકા ગયાં. ત્યારે તેમની વકીલાત તો ચાલી. પણ ત્યાંના ગરીબ હિન્દી મજુરોના પરિચયમાં આવ્યા. તેથી જીવનમાં સાદાઈ આવવા માંડી.

ડરબન નામનું શહેર છે. તેમાં મોહનદાસ ૧૮૯૮ ના અરસામાં એક અંગ્રેજી ઢબના મકાનમાં રહે. એવાં મકાનમાં ખાળ–મોરી ઘરની અંદર ન હોય, એટલે પેશાબ વગેરે માટે વાસણો રાખવાં પડે. મોહનદાસનો નિયમ હતો કે ઘરનાં બધાંએ આ વાસણ દરરોજ સાફ કરવાં.

પણ, મોહનદાસ તો મોટા વકીલ હતા. એ કાંઇ એકલા ન હતા. એને ઘેર બે મહેતાજી હતા. એક હિન્દુ ને બીજા ખ્રિસ્તી. બીજા મહેતાજી નવા નવા આવેલા ને તેમને પોતાનું વાસણ પોતે સાફ કરી લેવાની હજુ ટેવ પડી ન હતી. તેથી કોઇ કોઈ

વાર કસ્તૂરબાઇને ભાગે એ નવા મહેતાનું વાસણ ઉપાડવાનું આવે.

મોહનદાસ નવા મહેતાનું વાસણ ઉપાડે એ પતિપરાયણ કસ્તૂરબાઈથી સહેવાય નહિં અને પોતા-નાથી પણ એ કામ જીરવાય નહિં !

એટલે, કસ્તૂરબાઈ આંખોમાંથી આંસુ પડતાં હોય એવી હાલતમાં એ વાસણ સાફ કરે.

પણ, મોહનદાસને થયું કે સેવા તો હસતે મોઢે જ થાય. આમ પરાણે પુણ્ય ન થાય. એકવાર તેઓ ગુસ્સામાં બોલી ગયા :

" આવો કલેશ મારા ઘરમાં નહિં ચાલે. "

કસ્તૂરબાઇ શાન્ત ને સૌમ્ય હતાં. છતાં આ-વેણ તેમને ખૂચ્યું. તે તો અકળાઇ ગયાં ને બોલ્યાં :

" તો પછી આ તમારૂં ઘર તમારી પાસે રાખો. હું તો આ ચાલી. "

ને ખરેખર આના જવાબમાં મોહનદાસે ગરીબ સ્વભાવનાં કસ્તૂરબાઇને છેક ઘરના દરવાજા સુધી ખેંચી આણ્યાં. કસ્તૂરબાઇ ચોધાર આંસુએ રડી

પડયાં ને બોલ્યાં :

“જરા તો શરમાવ. તમને લાજ નથી. પણ મને તો છે, અહિં બહાર નીકળીને હું જઇશ કયાં ? મારાં માબાપ અહિં કયાં છે ? હું બાયડી એટલે જ મારે માર ખાવો ને ? હવે કંઇક તો લજવાવ. કોઇ જોશે તો આપણે બેય નહિં શોભીએ.”

મોહનદાસને પોતાની ભૂલ તરત સમજાઇ. શાન્ત થયા ને કસ્તૂરબાઈની સહનશીલતાથી બન્ને વચ્ચે સમજણ થઈ.

# બિમારની સારવાર

"પણ આવા માણસને તે ઘરમાં શી રીતે રખાય ?

"તારૂં કહેવું ખરૂં છે કે કોઢ નીકળેલો હોય એવા માણસને સારવાર માટે ઘરમાં ન રખાય પણ મારે તેની અહિં જ સારવાર કરવી છે."

મોહનદાસની સાથે કસ્તૂરબાઇ વાત કરે. કારણ કે મોહનદાસ નવા નવા જ સેવાનાં કાર્યો કરવા પ્રેરાતા હતા. એમને કાંઇક પણ શરીરથી થાય તેવું સેવાનું કામ કરવાની બહુ ઇચ્છા રહેતી. તેથી એક દિવસે એક રક્તપિત્ત થયેલા દર્દીને પોતાને ઘેર લઇ આવ્યા. તેને ભૂખ લાગી હતી. તેથી કસ્તૂરબાઈ પાસેથી ખાવાનું આપ્યું. તેના ઘામાંથી રસી ઝરતી હતી. એ સાફ કરી નાંખી ને પોતાના મકાનની એક ઓરડીમાં તેને રાખ્યો.

પણ, એમ તે આવા દર્દીને ઘરમાં કેટલોક વખત રખાય?

પછી એ કોઢના દર્દીને મોહનદાસ ત્યાંના એક સરકારી દવાખાનામાં મૂકી આવ્યા.

પણ, મોહનદાસને સેવા કરવાની તીવ્ર ઇચ્છા મનમાં થઇ હતી. તેમને એમ થયા જ કરે કે કોઇ પણ ગરીબની પ્રત્યક્ષ સેવા કરવી જોઇએ.

તેઓ એક જાણીતા ખ્રિસ્તી દાકતર પાસે ગયા. એ દાકતરને કોઈક મદદનીશની જરૂર હતી. તેથી મોહનદાસ દરરોજ તેમની પાસે જવા લાગ્યા.

દરરોજ બે કલાક દવાખાનામાં જાય. ને દર્દીઓની સારવાર કરે, તેમને દવા આપે.

એમ કરતાં કરતાં તેઓના હૃદયમાં સહુની સેવા કરવાની વૃત્તિ જાગ્રત થઇ, અને કસ્તૂરબાઇને પણ એ દિશામાં પ્રેરવાની કોશિશ ચાલુ રહી. છેવટે તેઓને પાછા દેશમાં આવવાનું થયું.

# સેવાનો બદલો ન હોય

"ગાંધીભાઈએ તો આપણી ખૂબ સેવા કરી છે, એ આપણાથી કદી નહિં ભૂલાય"

"હા, એટલે હવે ગાંધીભાઇ પાછા દેશમાં જવાની તૈયારી કરે છે. ત્યારે આપણે તેમને ભેટ આપીએ તો સારૂં."

આફ્રિકામાં નાતાલના રહેવાસીઓ આ રીતે વાતો કરતા. ગાંધીભાઇએ બધા હિન્દીઓની નિઃસ્વાર્થભાવે બહુ સેવા કરી હતી. હવે ૧૯૦૧ માં તેઓ સહકુટુંબ પાછા દેશમાં નીકળવાની તૈયારી કરતા હતા.

"આ સોનાનો હાર કસ્તૂરબાઇ માટે છે. આ હીરા ને સોના ચાંદીની બીજી ચીજો તમારાં ત્રણ બાળકો માટે છે. અમે તો બીજું શું આપી શકીએ? તમારી સેવાઓના બદલામાં અમારી આ ફૂલ પાંખડી છે."

એમ કહીને નાતાલવાસીઓએ ગાંધીભાઈને

એ બધી ચીજો ભેટ તરીકે આપી.

ભેટ મળી એ રાતે ગાંધીભાઇને ઊંઘ ન આવે. આમતેમ ફર્યા કરે. મનમાં વિચાર આવે કે આટલી કિંમતી ભેટ પાછી અપાય? પણ સેવાના બદલામાં એ રખાય ખરી? આવી ગડમથલ ચાલી. છેવટે એ ભેટો ન રાખવી એમ નક્કી કર્યું.

પણ, કસ્તૂરબાઇ અને બાળકોને મળેલી ભેટ ગાંધીભાઈ પાછી ઠેલે એ કેમ બને?

બાળકોને સમજાવવામાં તો મુશ્કેલી ન પડી.

કસ્તૂરબાઇને ગાંધીભાઇએ કહ્યું:

"જો આ ભેટ આપણાથી ન રખાય."

"પણ, એ તો મને ને છોકરાંઓને મળી છે પછી રાખવામાં શી હરકત છે?"

"હા, તો પણ એ મારી સેવાના બદલા તરીકે જ તમને બધાંને મળી છે ના?"

"હા, પણ મારી પાસે દિવસ રાત મજુરી કરાવી અને રડાવીને પણ ઘરમાં જે તે માણસોની ચાકરી કરાવી એ સેવા ન ગણાય કે?" કસ્તૂરબાઇ બોલ્યાં.

"તારાથી એ બધી સેવાનો બદલો ન લેવાય એ તું કેમ ભૂલે છે?"

"હું ભૂલતી નથી. મારે તો લાંબો. વિચાર કરવાનો છે. તમે મને તો કાંઈ પહેરવા ન દો પણ મારા દીકરાની વહુઓનું શું? એને માટે તો આ બધું રાખવા દો."

"પણ, વહુઓને તો છોકરાઓ મોટા થઈને જ પરણશે એટલે પોતે આપશે ને આપણે વળી ક્યાં ઘરેણાંની શોખીન વહુઓ શોધવી છે?"

આમ વાતો થઈ. ને છેવટે ગાંધીભાઈએ પોતાને સન ૧૮૯૬ અને સન ૧૯૦૧ માં બન્ને પ્રસંગે આફ્રિકાના હિન્દી ભાઈઓ તરફથી જે જે ભેટો મળી હતી તેનું એક ટ્રસ્ટ બનાવ્યું ને તે નાણાંમાંથી આજે પણ ત્યાંનાં હિન્દીઓની સેવા થાય છે. ગાંધીભાઈએ સહુની રજા લીધી ને બોલાવો ત્યારે આફ્રિકા પાછો આવીશ એવું વચન દીધું.

# પાછા આફ્રિકામાં

ગાંધીભાઈ હિન્દુસ્તાનમાં આવ્યા અને મુંબઈમાં વકીલાત શરૂ કરી. ગીરગામમમાં એક મકાન રાખ્યું.

"અહિં ગીરગામમમાં તો ભેજ વધારે રહે છે, તેથી તો મણિલાલ માંદો નહિં પડયો હોય?"

"હા, એમ પણ હોય."

"તો આપણે અહિંથી ઘર કોઈ સારી જગાએ બદલશું ?'

"હા, મુંબઈના કોઈ પરાંમાં રહીએ તો સારૂં."

"કયાં જશું ?"

"વાંદરામાં કહે છે સારાં મકાનો છે."

"પણ ત્યાં કતલખાનું છે તેથી નહિં સારૂ."

"તો પછી સાન્તાક્રુઝમાં તપાસ કરો"

"હા, એ સારી જગા છે. હું તપાસ કરી આવીશ.

આમ ગાંધીભાઈ ને કસ્તૂરબાઈ વચ્ચે વાતો થઈ ને સાન્તાક્રુઝમાં એક સરસ બંગલો મળી ગયો તેમાં બધાં રહેવા ગયાં.

વકીલાત સારી ચાલી. પણ એકાએક થોડા જ મહિનામાં આફ્રિકાથી તાર આવ્યો કે તમારી સેવાની અમને જરૂર છે માટે ઝટ અહિં આવો.

ગાંધીભાઇએ પાછા જવાનો તરત નિર્ણય કર્યો ને કસ્તૂરબાઇ પાસે રજા માગી. પોતે બધાંને દેશમાં મૂકીને પાછા આફ્રિકા ચાલી નીકળ્યા. કારણ કે ત્યાંના હિન્દીભાઇઓને ત્યાંથી વિદાય લેતી વખતે વચન આપેલું કે જ્યારે મારી સેવાની જરૂર પડે ત્યારે બોલાવજો તો હું જરૂર આવીશ. એ વચનનું પાલન કરવા ગાંધીભાઈ આફ્રિકા ગયા.

# જીવનમાં સાદાઈ

આફ્રિકા જતાં જતાં ગાંધીભાઇએ કસ્તૂરબાઇને કહેલું :

"હું એક જ વરસમાં પાછો ફરીશ. તું ચિંતા ન કરીશ. બધાં શાન્તિથી રહેજે."

કસ્તૂરબાઈ બાળકોની સાથે દેશમાં રહ્યાં. અને દિવસો પસાર થતા ગયા. મહિનાઓ પણ વીત્યા. વરસ થયું. પણ આફ્રિકાથી ગાંધીભાઇના પાછા આવવાની કોઇ પ્રવૃત્તિ ન દેખાઈ.

છેવટે એકાએક સમાચાર આવ્યા કે કસ્તુરબાઈ અને બાળકોને ગાંધીભાઈએ ફરીથી આફ્રિકે તેડાવ્યાં છે. બધાં રાજી રાજી થઇ ગયાં !

ગાંધીભાઇ આફ્રિકામાં હવે તો જોહાનીસબર્ગમાં રહેવા ગયા હતા. ત્યાં તેમણે એક 'સર્વોદય' નામનું પુસ્તક વાંચ્યું. એ પછી તેમના વિચારોમાં ઘણા ફેરફાર થઇ ગયા. તેઓ એમ માનતા થઈ ગયા કે મહેનત-મજુરીવાળું ખેડુતનું જીવન સૌથી સારૂં છે. તેથી તેઓના જીવનમાં ઘણું પરિવર્તન થયું હતું.

કસ્તૂરબાઇ ને બાળકો પાછાં આવી ગયાં ત્યારે સન ૧૯૦૫ માં ટ્રાન્સવાલમાં જોહાનીસબર્ગ તેઓ એક બંગલો રાખીને રહેતા હતા.

બંગલાની એક ઓરડીમાં ઘંટી રાખેલી એ ઘંટી ઉપર ગાંધીભાઇ, કસ્તુરબાઈ ને બીજા સાથે રહેનારાં રોજ દળે !

કસ્તૂરબાઇને આ બધા ફેરફારોથી આશ્ચર્ય તો થયું. પણ તેથી તેમના મનનો પણ ફેરફાર યોગ્ય દિશામાં થઇ રહેલો હતો. કારણ કે ગાંધીભાઈને તેઓ બધી બાબતમાં સાથ આપતાં થયાં.

# વ્રતોનું પાલન

જોહાનીસબર્ગમાં એકવાર કેટલાક યુરોપિયનો સામેથી નિમંત્રણ માગીને ગાંધીભાઇને ત્યાં જમવા આવ્યા. તેમણે કેટલીક વાતો શરૂ કરી:

" ગાંધીભાઈ, આ તમારા પ્રયોગોનું પ્રયોજન શું છે ? "

" એ તો જીવનનો એક નવો આદર્શ છે "

" પણ, જીવનમાં આટલું બધું કષ્ટ શા માટે ઉઠાવવું ? "

" માને તેને માટે કષ્ટ છે ને જે ન માને તેને માટે ઉચ્ચજીવન જીવવાની એ તાલીમ છે. "

" પણ ગૃહજીવનમાં તમે બ્રહ્મચર્ય પાળો એ કેવું વિચિત્ર છે? " એમ કહીને યુરોપિયનોએ બીજી અંગત જીવન વિષે કેટલીક વાતો કરી. ગાંધીભાઈએ તો એ બધું શાન્તિથી સાંભળી લીધું.

પણ, કસ્તૂરબાઇને એ બધી વાતો પસંદ ન પડી. તેમને રોષ ચઢયો. તેથી તેઓ ત્યાંથી ઉઠીને જતાં રહ્યાં.

બધાં જમવા માટેના ઓરડા તરફ ગયાં ત્યારે ગાંધીભાઈએ કોઈને કહ્યું :

" જાઓ કસ્તૂરબાઈને બોલાવો "

પણ કસ્તૂરબાઈ એમ જાય એવાં ન હતાં. પોતાનું સ્વમાન તેમને સાચવવું હતું !

ગાંધીભાઈ જાતે સમજાવવા ગયા, ત્યારે કસ્તૂરબાઈએ સાફ ના પાડતાં કહ્યું :

" મારે ઘેર આવા માણસો આવે અને આપણી બધાંની મજાક ઉડાવે એ મારાથી સહન નહિં થાય."

ગાંધીભાઈ સમજી ગયા કે કસ્તૂરબાઈને પોતાનું સ્વમાન સાચવવાનો પૂરેપૂરો અધિકાર હતો, તેથી મહેમાનો સાથે પોતે જમ્યા.

આમ ગાંધીભાઈ અને કસ્તૂરબાઈએ પોતાના જીવનમાં સન ૧૯૦૬ માં વ્રતોનું કડકપણે પાલન કરવા માંડયું તેમાં બ્રહ્મચર્યવ્રત મુખ્ય હતું.

# દેહ વટલાવવો નથી!

"કસ્તૂરબાઈને તો શસ્ત્રક્રિયા કરવી પડશે, કારણ કે તો જ તેમનો વ્યાધિ મટશે."

એક દાક્તર મિત્રે ગાંધીભાઈને બિમાર પડેલાં કસ્તૂરબાઈની તબીયત જોયા પછી અભિપ્રાય આપ્યો.

તરત જ તેમને ડરબન લઈ જવામાં આવ્યાં. ત્યાં દાક્તરે તેમની પર શસ્ત્રક્રિયા કરી. પછી દાક્તરે ગાંધીભાઈને પાછા જોહાનીસબર્ગ જવાની છૂટી આપી. કસ્તૂરબાઈ ડરબનમાં દાક્તરની સારવાળ હેઠળ રહ્યાં.

ત્યાં એકાએક દાક્તરનો ગાંધીભાઈ ઉપર ટેલીફોન આવ્યો :

"કસ્તૂરબાઈને માંસનો સેરવો આપવો પડશે, તે માટે તમારી મંજૂરી છે ને?"

ટેલીફોનમાં ગાંધીજીએ જવાબ દીધો: 'કસ્તૂરબાઈને એ વિષે પૂછો. જો કે મારાથી તો એવી રજા ન અપાય, પણ કસ્તૂરબાઈ પોતે સ્વતંત્ર રીતે જે નક્કી કરવું હોય તે કરી શકે છે.'

દાકતર કહેવા લાગ્યા :

" આવી બાબતમાં દર્દીને પૂછવાની અમને જરૂર નથી લાગતી. તમે પોતે અહિં આવી જાઓ ને જો તમે અમને જરૂરી લાગે તે ચીજો દર્દીને આપવા નહિ દો તો કસ્તૂરબાઈ માટે હું જોખમદાર નથી."

ગાંધીજી આ વાત કરીને તરત ડરબનની ગાડીમાં બેસીને ત્યાં પહોંચી ગયા. ત્યાં દાકતરે કહ્યું :

" મેં તો કસ્તૂરબાઈને સેરવો પાઈને પછી જ તમને ટેલીફોન કર્યો હતો. "

" પણ આ તો તમે દગો જ કર્યો ને ? "

" દાકતર દર્દીને જીવાડવા જે કાંઈ કરે તે સારૂં ગણાય છે. "

" ઠીક તો હવે મારે શું કરવું તે નક્કી કરી લેવું રહ્યું. " ગાંધીભાઈ ખૂબ દુ:ખી થયા પણ શાન્ત રહ્યા. છેવટે કસ્તૂરબાઈનો અભિપ્રાય પૂછયો. બહુજ અશક્ત હાલતમાં પણ તેમણે કહ્યું :

" મારે આ દેહને વટલાવવો નથી. ભલે હું મરી જાઉં. મને અહિંથી લઈ જાઓ. "

કસ્તૂરબાઇને ત્યાંથી ફીનીક્સ આશ્રમમાં લાવ્યા.

# પ્રેમની સજા

કસ્તૂરબાઈની તબિયત ધીમે ધીમે સારી તો થઈ, પણ ફરીથી માંદાં પડયાં ત્યારે ગાંધીભાઇ કહે :

" તું મીઠું ને કઠોળ ખાવાનું છોડી દે તો તારો વ્યાધિ મટી જાય. છોડીશ ? "

" એમ વાત કરવી ઘણી યે સહેલી છે, પણ સાચે જ એ ચીજો છોડવી એ કઠણ છે "

" હા, તો પણ જો તો ખરી, આ ચોપડીમાં લખેલું છે કે મીઠું ને કઠોળ છોડી દેવાય તો નબળા માણસને ઘણો લાભ થાય છે. "

એમ કહીને ગાંધીભાઇએ કોઇક પુસ્તકમાંથી થોડા ઉતારા વાંચી સંભળાવ્યા પછી પાછો પ્રશ્ન પૂછયો:

" ત્યારે તું મીઠું ને કઠોળ છોડીશને ? " પણ કસ્તૂરબાઈને ગળે આ વાત ન ઉતરી. છેવટે તેમણે ગાંધીભાઇને કહ્યું :

" મને એ છોડવાનું કહો છો, પણ તમને કોઇ મીઠું ને કઠોળ છોડવાનું કહે તો છૂટે ખરૂં કે ? "

કસ્તૂરબાઇએ મ્હેણું તો દીધું, પણ ગાંધીભાઇએ તેનો ઉત્તર દીધો:

“ એ તો કોણ જાણે. પણ તું આજે મીઠું ને કઠોળ ખાવાનું છોડે કે ન છોડે તો પણ હું તો એ બે ચીજો આજથી એક વરસ માટે છોડું છું. જા. ”

કસ્તૂરબાઇ તો આભાં જ બની ગયાં. તેમણે ગાંધીભાઇની માફી માગી. પણ ગાંધીભાઇએ પોતાની લીધેલી પ્રતિજ્ઞા કદી ન તોડાય એમ કહ્યું. ત્યારે કસ્તૂરબાઈની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં ને કહેવા લાગ્યાં:

“ તમે બહુ હઠ કરો છો. કોઇનું કહેલું કદી માનતા જ નથી. મને આવી સજા કરો એ સારૂં ન કહેવાય. ”

# પતિપરાયણ કસ્તૂરબાઈ

આફ્રિકામાં સામાન્ય રીતે બધા જ ગુજરાતીઓ ઘરકામ માટે નોકર રાખે. પણ મોહનદાસે તો ફીનીક્સમાં આશ્રમ શરૂ કરેલો. ત્યાં બધા સાદું જીવન ગાળતા હતા. તેથી બધાં કામ જાતે કરતા.

૧૯૧૩ માં એક વખતે કોઈ સંબંધી મહેમાન મોહનદાસ જમવા બેઠા હતા ત્યારે આવી પહોંચ્યા.

એ સમયે કસ્તૂરબાઈ રસોડામાં ઉભાં ઉભાં ચીજો ગોઠવવાનું ને એવું કામ કરતાં હતાં. મહેમાને આ દૃશ્ય જોયું ને બોલી ઉઠયા:

“ અહિં તો બધાય નોકરો પાસે જ કામ લે છે. ને તમે તો બધાંય સાદાઈથી રહો છો. કસ્તૂરબાઈને તો કાંઈ વૈભવ પણ માણવા ન દીધો.”

“ પણ મેં એને કયાં વૈભવ માણવાની ના પાડી છે ?” મોહનદાસે કહ્યું.

કામ કરી રહેલાં કસ્તૂરબાઇએ આ ઉત્તર સાંભળ્યો ને તેમની તરફ જોઇને કહ્યું:

“ત્યારે મેં તમારા ઘરમાં આવીને વૈભવ ક્યારે ભોગવ્યો છે?”

મોહનદાસ ને આવનાર ભાઇ હસી પડ્યા. હસતાં હસતાં મોહનદાસે જવાબ દીધો:

“મેં તને ઘરેણાં કે સાડીઓ પહેરતાં ક્યારે રોકી છે ને તારી ઇચ્છા થઇ ત્યારે સોનાની બંગડી પણ કરાવી લાવ્યો' તો ને?”

“તમે તો ઘણુંયે લાવ્યા, પણ એમાંનું કંઇ જ વાપરવાનો ક્યાં વખત આવ્યો છે? મેં તો જોઇ લીધું કે આ તમારો મારગ નોખો છે. તમારે તો યોગી-તપસ્વી થવું છે. એ મેં વરતી લીધું. પછી મારે વૈભવ માણીને શું કરવું'તું? તમારું મન મેં જાણી લીધું છે ત્યારથી મેં પણ મારું મન વાળી લીધું છે.”

કસ્તૂરબાઇએ રસોડાની ગોઠવણ કરતાં કરતાં પોતાના જીવનના ઉંડાણમાં સ્થિર થઇ ચુકેલી ત્યાગની વૃત્તિને અજાણતાં જ પ્રગટ થવા દીધી!

# એક ભવ્ય અંજલિ !

" ત્યારે શું ગાંધીભાઇ હંમેશાં કસ્તૂરબાઇ ઉપર જુલમ જ કરતા હશે ? "

ના, એવું નથી. કસ્તૂરબાઇ પ્રત્યે તેમને અપાર પ્રેમ હતો. એટલે ગાંધીભાઇ જે જે વસ્તુનું પાલન કસ્તૂરબાઈ પાસે કરાવવાનો આગ્રહ રાખતા તે બધાની પાછળ તેમનો પ્રેમ રહેતો.

ગાંધીભાઇને કોઇ પૂછે કે "તમારી વચ્ચે કજિયા થયા છે તેનું શું કારણ ? "

તો તરત ઉત્તર દે :

" જુઓ, અમે કજિયા કરીએ, લડીએ વઢીએ ખરાં. પણ એનું પરિણામ તો હંમેશા સારૂં જ આવેલું છે, કારણ કે હું મારી જિદ્દને આગ્રહમાં ગમે તેમ કહી નાખું. છતાં, કસ્તૂરબાઇ પોતાની સહનશક્તિથી હંમેશાં મારી ઉપર વિજય મેળવે છે. એની અજબ સહનશક્તિ મારામાં હોય તો કેવું સારૂં એમ મને ઘણીવાર થાય છે. "

આફ્રિકામાં એકવાર ગોપાલકૃષ્ણ ગોખલે ગાંધીભાઇને આશ્રમે ગયા. ત્યાં ગાંધીભાઇનું આગ્રહી વલણ જોઇને તેમણે કહ્યું :

"તું બહુ જાલીમ માણુસ છે. એકબાજૂએ તારો પ્રેમ ને બીજી બાજૂએથી તારો આગ્રહ એવી ભારે અસર બીજા ઉપર કરે છે કે એ તારી મરજી પ્રમાણે જ બધું કરે ને તને રાજી રાખવા મથે !"

ગાંધીભાઇને કસ્તૂરબાઈ વિષે કેટલું માન છે એ તમે જાણો છો ? તેમણે એકવાર કહેલું છે કે :

"મારી પત્ની વિષેનો મારો પ્રેમ જો મારાથી વર્ણવી શકાય તો મારાથી હિન્દુ ધર્મ પ્રત્યેનો મારો પ્રેમ વર્ણવી શકાય."

કેટલી ભવ્ય અંજલિ !

# સત્યાગ્રહી કસ્તૂરબાઈ

" તમે બીજી બેનોને તો સત્યાગ્રહ કરીને જેલમાં જવાનું કહો છો ને મને તો કાંઇ કહેતા નથી એમ કેમ ? "

કસ્તૂરબાઇએ ગાંધીભાઇને પૂછ્યું.

દક્ષિણ આફ્રિકામાં ૧૯૧૩માં એક કાયદો થયો. તેમાં નક્કી થયું કે ખ્રિસ્તી ધર્મ પ્રમાણે કોરટમાં નોંધેલ હોય તેવાં જ લગ્ન ખરાં ને બાકીનાં ખોટાં!

ગાંધીભાઇએ ત્યાંની સરકારને વાત કરી કે આ કાયદો ખોટો છે. પણ સરકારે વાત ન ગણકારી. પછી હિન્દી બેનોને સમજાવવા માંડી કે સત્યાગ્રહ કરવો. કસ્તૂરબાઈ કહેઃ 'હું જેલ જાઉં ?'

ગાંધીભાઇએ કસ્તૂરબાઇને કહ્યું: "જા, તું તો સ્વતંત્ર છે, તું મારા કહેવાથી જેલ જાય એ મને ન ગમે. "

" પણ મારી પોતાની જ ઇચ્છા હોય તો ? "

" તો તો ખુશીથી જા પણ."

" શું પણ ? "

"તારાથી કોરટમાં કેદી તરીકે ઉભા રહેવાશે ?"

"હા, વળી એમાં શું ?"

"પછી જેલનાં દુ:ખ સહેવાશે ?"

"હા, એમાં શી મોટી વાત છે !"

"ને તું આ બધું સહન ન કરી શકે ને હારી જાય તો પછી મારા શા હાલ થાય ?"

"જો હું આ કસોટીમાંથી હારી જઉં તો તમો મને પાછી તમારા ઘરમા ન સંઘરશો."

"એવું શું બોલે છે ? જો તું જેલમાં મરીશ તો હું તને જગદંબા તરીકે પૂજીશ. જા."

"નાનાં છોકરાં જેલ સહન કરી શકશે, તમે બધાય જેલ જઈ શકશો અને મારાથી જ સહન નહિ થાય ! આ તમારી કેવી વાત ! તમે એવું કેમ માની લો છો ?"

ગાંધીભાઈએ કસ્તુરબાઈ વાત શાન્તિથી સાંભળી લીધી ને પછી તેમને સત્યાગ્રહ કરવાની છૂટ મળી.

# જેલમાં ઉપવાસ

"આ તો જેલ છે સમજ્યાંને? અહિં તમારા આ બધા ચાળા નહિં ચાલે!"

"હા, પણ મારે તો જેલમાં છું ત્યાંસુધી ફળાહાર કરવાનો નિશ્ચય છે."

"તો શું તમે જેલનો ખોરાક નથી જ લેવાનાં?"

"ના, જેલનો ગંધાતો ને ગમે તેવા વાસણમાં રાંધેલો ખોરાક મને ન ખપે."

"જોઉં છું કે તમે કેટલાક દિવસ આ ખોરાક નથી ખાતાં તે."

કસ્તૂરબાઈ અને આફ્રિકાની જેલની ઉપરી બાઈ સાથે આ પ્રમાણે વાત થઈ, પછી તો કસ્તૂરબાઈએ ઉપવાસ શરૂ કર્યા.

જેલની બાઈ કહે: "અરે, અમને તો એક ટંકની ચા પીવા ન મળે તો અમારા પગ ઢીલા ઢફ થઈ જાય ને તમે ત્રણ ત્રણ દિવસથી કંઈ જ ખાવાનું નથી ખાતાં તે શી રીતે જીરવાય છે?"

"એમાં જીરવવાનો સવાલ જ ક્યાં છે?" કસ્તૂરબાઇએ શાન્તિથી ઉત્તર દીધો.

"પણ, અમારાથી તો તમને જેલના ખોરાક સિવાય બીજું કાંઈ જ આપી નહિં શકાય."

"એની કાંઈ હરકત નહિં."

પાંચ દિવસના ઉપવાસ થયા, સરકારને ખબર પડી, એટલે ફળ આપવાની મંજુરી આવી. પણ જે ફળની મંજુરી આવી તે એટલાં ઓછાં પ્રમાણમાં હતાં કે કસ્તૂરબાઇ ત્રણ માસ જેલમાં રહ્યાં તે દરમ્યાન તેઓ ખૂબ જ નબળાં થઇ ગયાં.

## કસ્તૂરબાઈની સારવાર

" ગાંધીભાઇ આજે જેલ પર કેમ આવ્યા છે ? "

" ખબર નથી ? "

" ના શું છે ? "

" આજે પેલી સત્યાગ્રહી બેનો છૂટે છે. "

" એમ કે ? "

" એ બધી બેનોને લેવા માટે ગાંધીભાઈ આજે જેલને દરવાજે આવ્યા છે. "

થોડીવાર થઇ ને જેલના તોતીંગ દરવાજા ઉઘડયા. સત્યાગ્રહી બેનો બહાર આવી. કસ્તૂરબાઇને સાવ સુકાઇ ગયેલાં જોઇને ગાંધીભાઇ બોલી ઉઠયા :

" અરે, આ તને શું થઇ ગયું ? "

કસ્તૂરબાઇ મૂંગાં રહ્યાં.

" પણ, તું તો સાવ બુઢ્ઢી થઇ ગઇ લાગે છે ને શું ? " એમ કહીને મજાક કરી.

બધાં આશ્રમે આવ્યાં, ત્યારે કસ્તૂરબાઇને ઉલટી થતી હતી, પગે સોજા ચઢ્યા હતા. ગાંધીભાઈએ

ઘરગથ્થુદવા કરી જોઇ. પણ કાંઇ ફેર ન પડયો. તેથી છેવટે કસ્તુરબાઇને પૂછ્યું :

" તું કુદરતી ઉપચાર કરાવવા તૈયાર છે?"

" હા, હું તો તૈયાર જ છું."

" હું કહું તેમ કરવું પડશે હોં કે!"

" હા, જેમ કહેશો તેમ કરીશ."

કસ્તૂરબાઇને ચૌદ દિવસના ઉપવાસ કરાવ્યા. એ દરમ્યાન ગાંધીભાઇએ તેમની ખૂબ ચાકરી કરી. તેમને દાતણ કરાવવાથી માંડીને માથું ઓળી આપવા સુધીનાં કામ ગાંધીભાઇએ કર્યાં.

કસ્તૂરબાઇની ઘણી ચાકરી કર્યા પછી તેઓ સાજા થયાં. પરંતુ તે દરમ્યાન ગાંધીભાઇએ બહુ જ ધીરજ રાખી.

# બકરીનું દૂધ

૧૯૧૮ નો પ્રસંગ છે! ગાંધીજી એક સમયે ગાય કે ભેંશનું દૂધ છાશ ન લેતા. પરંતુ શેકેલી મગફળી ગોળ કેળાં લીંબુ એવો તેમનો ખોરાક હતો. કસ્તૂરબા તેઓને અનુકૂળ આવે એવી રીતે આ બધી વસ્તુઓ તૈયાર કરી આપતાં.

પરંતુ, એક દિવસે કંઈક તહેવાર હતો. ગાંધીજીને માટે કસ્તૂરબાએ ઘઉં ભરડીને તેલમાં લાપસી કરી ને મગ બનાવ્યા.

"આજે ખાસ તમારે માટે ઘઉં ભરડીને રાંધ્યા છે તે થોડા ખાવને?"

કસ્તૂરબાએ આગ્રહ કર્યો.

"પણ મેં તો સવારેજ ના પાડી હતી ના?"

"હા, તે છતાં મને થયું કે થોડું કરી નાખું, એટલે લાપસી ને મગ કર્યા છે. ખાશો?"

"ઠીક, ત્યારે લાવ થોડા ખાઈશ."

એમ કહીને ગાંધીજીએ ખાધું, પરંતુ થોડા

દિવસ પહેલાં જ તેમને મરડો થયેલો તે ભૂલી જઇને વધારે ખવાઈ ગયું !

પછી તો ગાંધીજી ખૂબ બિમાર પડયા, નડિ-યાદ જવાનું હતું તેથી જમીને ત્યાં ગયા તો ખરા, પણ ખૂબ માંદા પડયા. માથેરાન ગયા. ત્યાં ઠીક ન થયું તેથી પાછા મુંબઇ આવ્યા. ત્યાં એક દાક્તરે તેમને દૂધ લેવા આગ્રહ કર્યો:

" તમે દૂધ લો તો જ શરીર સારૂં થાય. "

" પણ દૂધ તો મને ન ખપે. "

" કેમ ન ખપે ? "

ગાય ભેંશ ઉપર ફુક્કાની ક્રિયા થાય છે એ જાણીને મેં દૂધ છોડયું છે. " ગાંધીજીએ કહ્યું,

" પણ બકરીનું દૂધ તો લેવાયને ? " કસ્તૂર-બાએ કહ્યું. ને પછી એ દૂધથી તેમની તબિયત સુધરી.

ને તે દિવસથી ગાંધીજીએ બકરીનું દૂધ ચાલુ રાખ્યું છે. આમ કસ્તૂરબાએ ગાંધીજીના પ્રાણ બચાવી લીધા.

# ખાદીનો આગ્રહ

સત્યાગ્રહ આશ્રમમાં હજુ હમણાં હાથે કાંતેલી ને હાથે વણેલી ખાદી તૈયાર થઈને આવી હતી. બધાં ખાદી જોતાં જાય ને વાત કરતાં જાય:

" આટલી જાડી ખાદી તે શી રીતે પહેરાય ? "

"દેશને માટે ઘણાં કષ્ટ વેઠવાનાં છે તેમાંનું એક આને ગણો ને પહેરો. "

" પણ ખાદીનાં ધોતિયાં શી રીતે પહેરાય ? "

" ધોતિયાં તો હજીયે કદાચ પહેરાય, પણ આ જાડી ખાદીની સાડી શી રીતે પહેરાય ? "

આવી ચર્ચાઓ ચાલતી. પરંતુ જ્યાં ખાદી પહેરવાનો દૃઢ નિશ્ચય જ કરેલો હતો ત્યાં આવી વાતોની કેટલી અસર થાય !

એ જાડી ખાદીની સાડી પહેરનારામાં કસ્તૂરબા મોખરે હતાં. તેમને એ જાડી તો પડી, પણ ગાંધીજીની સાથે ચાલવામાં જ તેમણે જીવનની સાર્થકતા માની હતી, તેથી પછી ખાદીના જાડાપણાનો પ્રશ્ન જ ક્યાં રહ્યો. ?

ને કસ્તૂરબાએ ખાદી જ વાપરવાનો આગ્રહ કેટલી હદ સુધી કેળવેલો જાણો છો ?

એક વખત કસ્તૂરબાને પગની ટચલી આંગળીએ કંઈક ઈજા થઇ અને થોડું લોહી નીકળવા માંડયું. કોઇ પાટો લેવા દોડયું. ત્યાં કસ્તૂરબાએ નાનો ખાદીનો કકડો ફાડીને તેનો પાટો બાંધી દીધો.

નવો પાટો શોધી લાવનારે કહ્યું : “ બા, આ ઝીણા કાપડનો પાટો છે. આજ બાંધવા દો તો પાટો સરખો બંધાશે ને આંગળી છોલાશે પણ નહિં.”

“ મારે તો આ ખાદીનો જ પાટો જોઇએ.”

“ પણ બા..........”

“ પણ કે બણ, મારે ખાદી સિવાય બીજું ન જોઇએ. ભલે ખડબચડી રહી. એ મને નહિં ખૂચે.”

કસ્તુરબાએ જાડી ખાદીનો જ પાટો આંગળીએ બાંધી રાખ્યો.

## ગરીબીનું દર્શન

"ઠીક, ત્યારે બા શાળાનું કામ સંભાળશે ને વખત બચશે તેમાં સ્ત્રીઓને કંઇક વાતો સમજાવવા જશે."

૧૯૧૭માં ચંપારણ્યમાં સત્યાગ્રહની લડત ગાંધીજીએ ઉપાડેલી તેમાં સહુની સાથે કસ્તૂરબાને પણ શાળાનું કામ સોંપાયું.

કેવી નવાઇની વાત છે, નહિં?

કારણ કે બા કાંઈ બહુ ભણેલાં ન હતાં, પણ જેને ગણેલાં કહે છે તેવાં ઉચ્ચ સંસ્કારોથી ભરેલાં હતાં. ને ગામડાના ગરીબ માણસોને અક્ષરજ્ઞાન કરતાં યે સંસ્કારજ્ઞાન આપવાની વધારે ને પ્રથમ જરૂર છે એમ ગાંધીજીએ સમજાવેલું, તેથી એક વખત ચંપારણ્યમાં ગાંધીજીએ કસ્તૂરબાને કહ્યું:

"તું ગામડાંની બેનોને સફાઈ ને સ્વચ્છતાની વાત કહેજે, તેમનાં કપડાં તો બહુ જ મેલાં હોય છે તે ધોવાનું સમજાવજે."

કસ્તૂરબાને ગાંધીજીનું સૂચન ગમી ગયું. તેઓ

નજીકની વસ્તીમાં રહેતી બેનો પાસે પહોંચી ગયાં. ને તેમની સાથે વાતો કરવા માંડી :

"જુઓ બેનો, આ તમારી સાડી છે તેને તમારે રોજ ધોઇને પછી પહેરવી જોઇએ."

બધી બેનો કસ્તૂરબાની સામે જોઈ રહી, ને પછી એકબીજાની સામે જોવા લાગી. પણ છેવટે તેમાંની એક બેને હિંમત કરીને કસ્તૂરબાને કહ્યું:

"બાઈ, અમારી સાથે અમારે ઘેર ચાલો."

"હા જરૂર આવું, ચાલો."

કસ્તૂરબાએ નીચાં નમીને એક ઝૂંપડીમાં પ્રવેશ કર્યો. અંદર જઇને પેલી બેન કહેવા લાગી :

"જુઓ, અમારી પાસે કાંઈ પેટીપટારા નથી કે તેમાં કપડાં રાખીએ. આ શરીર પર છે એટલું જ અમારી પાસે કપડું છે. જો અમને રોજ સ્નાન કરવાની ટેવ પાડવી હોય તો તમે ગાંધીજીને કહેજો કે અમને કાપડ અપાવે."

કસ્તૂરબા એ ઝૂંપડીએથી પાછાં ફર્યાં ને ગાંધીજીના હૃદયમાં આ પ્રસંગનો પડઘો પડયો. તેઓએ પાછળથી માત્ર કચ્છ પહેરવાનો પોતાનો નિશ્ચય જાહેર કરી દીધો!

# પ્રજાને સંદેશો

"તમને હું છ વરસની જેલની સજા ફરમાવું છું."

૧૯૨૨માં ગાંધીજીને સજા કરનાર ન્યાયાધીશે ફરમાન કર્યું.

ગાંધીજીને જેલમાં લઇ ગયા.

પછી કસ્તૂરબાએ શું કર્યું, જાણો છો?

કસ્તૂરબા જાહેરમાં આવ્યાં. આશ્રમનાં કામકાજ તો ચાલુ હતાં, પણ ગાંધીજીને જેલની સજા થાય પછી કસ્તૂરબાથી જંપીને શી રીતે બેસાય?

કસ્તૂરબાએ પ્રજાને સંદેશો આપ્યો: "જો ગાંધીજીને છોડાવવા હોય, આ સરકારને નમાવવી હોય તો આટલું કરો:

૧. પરદેશી કાપડ છોડો. ખાદી પહેરો.

૨. કાંતવા માંડો ને સહુને કાંતવા સમજાવો.

૩. વેપારીઓ! પરદેશી કાપડનો વેપાર બંધ કરો.

કસ્તૂરબાની આ હાકલ પડી એની કેવી અસર થઈ હશે ?

કેટલીય જગાએ પરદેશી કાપડની હોળીઓ થવા લાગી.

કેટલાયે ગામોમાં રેંટિયા ચાલવા લાગ્યા ને લોકો ખાદી પહેરતા થયા.

કેટલાય વેપારીઓએ પરદેશી કાપડનો વેપાર છોડી દીધો.

કેવી નવાઈની વાત છે !

કસ્તૂરબા તો કાંઇ જ ભણેલાં ન હતાં, છતાં એવો સખત પ્રચાર કર્યો કે તેથી પ્રજામાં જાગૃતિ આવી !

## કાર્યપરાયણ બા

" બા ક્યાં છે ? "

" જુઓ, ત્યાં કાંતતાં હશે. "

" ત્યાં તો નથી. "

" ત્યારે શાક સમારતાં હશે. "

તપાસ કરવામાં આવી તો ત્યાં પણ બા ન હતાં, એટલે વળી પ્રશ્ન થયો :

" બા ક્યાં હશે ? "

એટલામાં ગોશાળા તરફથી કોઇ આવતું હતું. તેણે આવીને કહ્યું :

" બા તો ગોશાળાની ગાયો માટે ગવાર ભરડવા ઘંટીએ બેઠાં છે. "

સહુને આશ્ચર્ય થયું !

પછી કોઇએ બાને પૂછ્યું :

"બા, આજે તમે કેમ ગવાર ભરડવા ગયાં'તાં ? "

બા સમજાવવા માંડયાં :

"ગોશાળામાં મજૂરોએ ચોરી કરી, તેથી બાપુજીએ કહ્યું છે કે હવે આપણે જાતે જ બધાં કામ કરી લેવાં; એટલે હું પણ મારા ભાગનું કરી લઉં એમ થયું ને ગવાર ભરડી નાંખી."

બા સ્વભાવે એટલાં નિખાલસ કે બીજાં જ્યારે વિચાર કરવા રહે અને વાતો કરવા બેસે ત્યારે બા પોતાની સૂઝ પ્રમાણે તરત કામ પતાવી દે!

ને પાછી બાની ખૂબી તો એ હતી કે કોઈ જ કામ કરવામાં મુદ્દલ આળસ નહિં. જવાનની માફક ઉત્સાહથી બધાં કામ કરે એ તેમની ખાસિયત હતી! બા બાપુજીનાં બધાં કામ સંભાળે તે ઉપરાંત આશ્રમનાં કામમાં પોતાનો ભાગ પડાવી જ લે!

# બધાનાં બા

રસોડામાં સહુ પોતપોતાનું કામ કરે છે. કસ્તૂરબા શાક સમારે છે. ત્યાં ઓચિંતા જ બિહારના નેતા રાજેન્દ્રબાબુ આવી ચઢે છે. ને બાને નમસ્કાર કરીને પૂછે છે:

"બા, આપકી તબિયત તો ઠીક હૈ ના?"

વળી થોડા દિવસ પસાર થાય છે. ત્યાં કોઈ કામે પંડિત જવાહરલાલ ને તેમનાં બેન સ્વરૂપકુમારી આશ્રમમાં બાપુજીને મળવા આવે છે. તેઓ બે હાથ જોડી નમન કરીને બાને પૂછે છે:

"બા, આપ કુશલ હૈં?"

પંડિત જવાહરલાલ હસીને બાનો ઉત્તર સાંભળે છે.

"હા ભાઈ, આપ ભી કુશલ હૈં?"

આશ્રમમાં મહેમાનો તો ઘણા આવે, પણ સરદારશ્રી વલ્લભભાઇ કાંઈ મહેમાન ન ગણાય. છતાં તેઓ બાને ઘણે વખતે મળે ત્યારે એટલું તો પૂછે જ:

"કેમ બા, તબિયત તો સારી છે ને ?" એમ કહીને બાનો પૌત્ર નાનો કહાનમ ત્યાં હોય તો તેની સાથે કંઇક મજાક કરીને સહુને ખૂબ હસાવે.

પછી તો કોંગ્રેસની કારોબારી મળવાની હોય ત્યારે બંગાળના મૌલાના આઝાદ, મુંબઈનાં સરોજિની દેવી, યુક્ત પ્રાન્તોના પંડિત પંત, સિંધના જયરામદાસ મહારાષ્ટ્રના શ્રી. શંકરરાવ દેવ ને મદ્રાસના રાજગોપાલાચારી, સરહદના ખાન અબ્દુલ ગફારખાન બધા જ આવે ને કસ્તૂરબાને નમન કરીને પૂછે :

"બા, આપ કુશલ હૈં ?"

સહુને ઉત્તરમાં બા સૌમ્યભાવે નમન કરે.

એમ કસ્તૂરબા આખા હિન્દુસ્તાનનાં—બધાંના બા બન્યાં !

## બાની આખરી જેલયાત્રા

હવે કસ્તૂરબા તો આખા દેશનાં માતા થયાં હતાં.

તેથી તેમણે ગાંધીજીને પગલે પગલે જ ૧૯૩૦ ના દાંડીના મીઠા સત્યાગ્રહમાં ઉલટથી ભાગ લીધો.

સન ૧૯૩૨ ને ૧૯૩૩માં બા જેલમાં ગયાં.

તે પછી આવ્યો રાજકોટનો સત્યાગ્રહ. “એ તો મારૂં મૂળ વતન. ત્યાં ન જાઉં તે કેમ ચાલે ?”

એમ કહીને બા ૧૯૩૯ ના રાજકોટ સત્યાગ્રહમાં પણ ત્યાંની જેલમાં ગયાં !

ગાંધીજીએ પોકાર કર્યો: ‘અંગ્રેજો ! તમે હવે આ ગરીબ મુલક ઉપર ઘણાં વરસ રાજ્ય કર્યું, જુલમ કર્યો, દેશની પ્રજાને લૂંટી લીધી, પ્રજા પાસે અન્ન કે વસ્ત્ર પણ પૂરતાં નથી રહેવા દીધાં. હું આખા હિંદની પ્રજાવતી આજીજી કરીને કહું છું કે હવે તમે હિન્દ છોડીને ચાલ્યા જાવ.’

આ પોકારની અસર દેશને ખૂણે ખૂણે થઈ. દેશની પ્રજા જાગીને ટટ્ટાર થઈ.

ગાંધીજીએ સન ૧૯૪૨ના ઓગસ્ટમાં મહાસમિતિમાં ભાષણ કર્યું. પછી તરત સરકારે તેમને ગીરફતાર કર્યા.

"બા, હું તો જાઉં છું"

"હા, ભલે મુંબઈની જે સભામાં તમે કાલે ભાષણ આપવાના હતા, તેમાં હું જઈને ભાષણ આપીશ."

બાએ ઉત્સાહથી કહ્યું.

બીજે દિવસે બા ભાષણ આપવા નીકળે તે પહેલાં જ સરકારે તેમની ધરપકડ કરી.

ગાંધીજી અને કસ્તૂરબાને પૂનાની નજીક આવેલા આગાખાન મહેલમાં સરકારે કેદ કરીને રાખ્યાં.

ત્યાં કસ્તૂરબા માંદાં પડયાં ને તેમની જેવી તેવી સારવાર સરકાર તરફથી થઇ.

# આપણાં બા ગયાં?

આગાખાન મહેલમાં કસ્તૂરબાની તબિયત દર-રોજ લથડતી જ ગઈ.

૧૯૪૨ ના ફેબ્રુઆરીની ૨૨ મી તારીખ—મહા-શિવરાત્રિ હતી. સમીસાંજનો વખત થયો.

બાપુજી ફરવા જવાની તૈયારીમાં હતા, ત્યાં તેમને કોઈએ કહ્યું :

" બા તમને બોલાવે છે."

બાપુજી બાની પાસે ગયા ને હસીને પૂછ્યું:

" કેમ બા, હું તો અહિં જ છું. તને થયું કે હું ચાલ્યો જઈશ?"

બાની સ્થિતિ ગંભીર થઈ રહેલી હતી. આકાશ-માં સંધ્યાના રંગો છવાઈ રહેલા હતા. પંખીઓ પોતાના માળા તરફ પાછા ફરી રહેલાં હતાં.

બાએ બાપુજીના ખોળામાં માથું મૂક્યું ને શાન્ત ગંભીર વ્યથાપૂર્ણ અવાજથી કહેવા લાગ્યાં :

"હવે હું જાઉં છું. આપણે ઘણું સુખ ભોગવ્યું, ઘણાં દુઃખ જોયાં. મારી પાછળ શોક ન કરશો..."

એમ બોલતાં બોલતાં બાનો શ્વાસ બંધ પડી ગયો.

બાપુએ પોતાનું માથું બાની ઉપર ઢાળી દીધું ને આંખમાંથી આંસુની ધારા વહેવા માંડી.

હિન્દુસ્તાનનાં ચાલીસ કરોડ ગરીબ માણસોની માતાનું અવસાન થયું! પણ એ માતાની ભાવના તો જીવન્ત રહી છે.

બાપુજીએ બાની સમાધિ બનાવી ને તેની ઉપર લખ્યું : હે રામ !



આખા હિંદુસ્તાનમાં બાના અવસાનના સમાચાર સરકારે આપ્યા ત્યારે સહુના મનમાં એક જ લાગણી થઇ :

'શું આપણાં બા ગયાં?'

~ હવે પછી ~

- આપણા સરદાર
- આપણા જવાહર


મુખ્ય વિક્રેતા

બાલગોવિંદ કુબેરદાસની કું.

પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

ગાંધીમાર્ગ – અમદાવાદ


